એક વખતે ૧૦૦૦ પૌન્ડ બોલાવ્યા. આ જોઇ આખો બજાર ચમક્યો અને બધાં જ શેરોના ભાવ આસમાને જઈ પહોંચ્યા. અને એની અસર ફ્રાન્સમાં પણ જઇ પહોચી અને ત્યાં પણ એવી સેંકડો પરપોટા કંપનીઓ ઉભી થઈ. શેરસટ્ટાનો પવન જોસથી ફુંકાવા લાગ્યો પણ પરપોટા તે કાંઈ આખરે ફૂટયા વિના રહે ! અને તે ફૂટયા તેની સાથે જ લોકની ચોતર્ફ પાયમાલી થઈ ગઈ. શેરોમાં ઘણા લોક મરી ગયા. એટલું જ નહિ પણ શેરને લીધે સેંકડો શાહુકારો ભાગવાર્યા, બાકી હતા તેને ઘેર પણ રડાપીટ મડાઇ. હજારો આબરૂદાર કુટુંબો ઘરબાર વિનાનાં થઇ ગયાં અને હજારો માણસો રોટલો પણ ખોઈ બેઠા.

આ જોઈ બધા લોક સરકારની ઉપર કોપાયમાન થઇ ગયા; કેમકે મત્રીમંડળમાંના ઘણાક સાઉથ સી કંપનીના તર્કટમાં સામેલ હતા. પાર્લમેંટમાં તેમની સામે કામ ચાલ્યું, અને તે સમે તકરારના જુસ્સામાં માથે લોહી ચડી જવાથી એક પ્રધાન તો બીજે દહાડે જ મરી ગયો. એણે તો નહિ પણ એના કેટલાક સાથીઓએ લાંચ ખાધી હતી એમ છેવટે સાબીત થયું. એ તપાસ ચાલતી હતી એટલામાં જ એક તો હેબકથી મરી ગયો. બીજાને કેદની શિક્ષા મળી અને બધું રાજમંડળ આપોઆપ રાજીનામું આપીને ચાલતું થયું. હવે રોબર્ટ વૉલપોલ જેણે ઘરથી જ આ શેરસટ્ટાની ઘેલછા સામે વારંવાર પોકારીને ચેતવણીઓ આપી હતી, તે સમસ્ત પ્રજાના એક અવાજે પ્રધાનપદને પામ્યો.

સર રોબર્ટ વૉલપોલ એ ઇંગ્લાંડમાં જે મોટા પ્રધાનો થઇ ગયા છે તેમાંનો એક ગણાય છે. રાજની ઉપજ ખર્ચની આવડતમાં એ અદ્વિતીય જ હતો. શેરસટ્ટાની ઘેલાઈથી દેશનો વેપાર ઉંધો પડી ભાગવાની તૈયારીમાં આવ્યો હતો. તે એની ચતુરાઈથી પાછો ટટાર થયો. એના હાથમાં કારભાર આવ્યો કે તુર્ત એણે સો ટરતાં વધારે નિકાસની અને આશરે આળાશેક આયાતની વસ્તુઓ

ઉપરથી જગાત કાઢી નાખી. એણે રાજભાષણમાં સાફ જાહેર કર્યું હતું કે આપણી કારીગરીની ચીજોને પરદેશ ચડાવતાં અને તે બનાવવામાં કામ લાગતી વસ્તુઓ પરદેશથી આવતાં જેટલી થોડી હરકત તથા ખરાજાત થાય એમ કરવું એના જેવું કાંઇ પણ વ્યાપારવર્દ્ધક બીજું કામ નથી. એ અવિગ્રહ રાજનીતિનો મૂળ પ્રચારક હતો તે તો આપણે પ્રથમથી જ કહી ગયા છીએ.

મહામંત્રીપદ પહેલ વહેલું ઇંગ્લાંડમાં એને જ આપવામાં આવ્યું. અને તે આ રીતે બન્યું. અત્યાર સુધી રાજાઓ પોતે મંત્રીમંડળ મળતું. તેમાં પ્રમુખસ્થાને બિરાજતા. હાલના જ્યોર્જને ઇંગ્રેજી કે એના કારભારીઓને જર્મન ભાષા આવડતી નહોતી. રાજાને કાંઇ સમજાવવું હોય તો તે ફ્રેંચમાં કહે ત્યારે જ. આમ હોવાથી પૂતળાની માફક આવીને સભામાં બેસી રહેવું એ રાજાને પસંદ પડયું નહિ, અને તેણે હુકમ કર્યો કે મંત્રીમંડળે પોતપોતામાં એક વાર વિચાર કરી મને તે જાહેર કરવો કે પછી તે ઉપર હું મારી સંમતિ આપીશ. બીજા જ્યોર્જને પણ એવું જ ઇંગ્રેજી ભાષાનું કાચું હોવાથી તેણે આ રીત કાયમ રાખી. અને ત્યારથી એવો રિવાજ પડયો કે મંત્રીમંડળે પોતપોતામાં જ વિચાર કરવો. આમ રાજાએ મંત્રીમંડળમાં આવવું બંધ કર્યું. ત્યારે પોતાનું પ્રમુખસ્થાન તેમાંના કોઈને આપવું જ જોઇએ અને તે જેને આપવામાં આવે છે તે આ વખતથી મહામંત્રી કહેવાય છે.

વાલપોલનો કારભાર ઇ. સ. ૧૭૨૧ માં થયો તે છેક ઇ. સ. ૧૭૪૨ સુધી એટલે તે મુઓ ત્યાંસુધી જ લગભગ રહ્યો. અગર જો એ દરમ્યાન આ રાજા તો મરી પણ ગયો, અને બીજો જ્યોર્જ જે ગાદી ઉપર આવ્યો તેની એના ઉપર પ્રીતિ પણ નહોતી. એના લાંબા કારભારમાં લડાઇના ઝબકારા કાંઈ જ થયા નહિ. પણ આખો દેશ લક્ષ્મીદેવીથી ઝળાંઝળાં થઇ રહ્યો. માન્ચેસ્ટર અને

બર્મિંગહામની વસ્તી આ અરસામાં ત્રીશ વર્ષે બમણી થઇ ગ
અને ત્યાં કારીગરી અને વેપાર એ બંને દિનપર દિન વધ્યાં જ ગય
લિવર્પૂલ એક નાનો સરખો ગામડિયો કસ્બો હતો તે ઈંગ્લાંડનું ત્રીજ
નંબરનું બંદર થઇ રહ્યું, ખેતીમાં સુધારો થઇ ખેડુતો સુખી થઈ ગય
અને તેની સાથે દેશની આબાદીનું મુખ્ય ચિહ્ન જે જમીનનાં ગણોત
તે પહેલા કરતાં ત્રણ ગણાં વધ્યાં.

આવો કારભારી લોકપ્રિય થાય એમાં શું આશ્ચર્ય ? વેપાર
તથા તમામ ગૃહસ્થ વર્ગ તો એની ઉપર ફિદા ફિદા જ થઇ ગયે
અને પાર્લમેંટમાં એનું જોર એટલું હતું કે આપણે સામે બોલી
શું કરી શકવાના છીયે એમ ધારી ટોરી પક્ષના તો કેટલીક વા
ત્યાં હાજર પણ થતા નહિ. આટલી બધી સત્તાનું મૂળ કારણ તે
અલબત્ત એની ઉત્તમ રાજનીતિ જ હતી; પણ તેની સાથે એ પ
ખરૂં કે પાર્લમેંટવાળાઓને લાંચ આપવામાં પણ એ બહુ
પૂરો હતો.

**પાર્લમેંટવાળાઓને લાંચ** આપવાની રીત **વૉલપોલે**
કાઢી એમ તો કાંઇ નથી. લાંચનો ધારો તો રાજ્યમાં જ્યારથ
આમની સભા સર્વોપરિ સત્તાધીશ થઇ હતી ત્યારથી નીકળ્યો હતે
એ સભાસદોનો મત હવે કાંઇ જેવી તેવી વસ્તુ નહોતી, અને તે
તે મેળવવા કારભારીઓ બહુ ખર્ચ કરતા. આ સમે **પાર્લમેંટ**
કામકાજ છપાતાં નહોતાં તેથી અમુક સભાસદે કેવો મત આપ્યો
તે લોકને જાણવામાં આવતું નહિ, અને તેથી તેઓ નીડરપણે
વેચતાં કાંઇ પણ લજવાતા નહિ. **વૉલપોલનો** તો આ બાબત મનુ
જાત વિશે અતિ હલકો વિચાર હતો. પૈસા ટકાની લાંચ ઠુકાવત
તરછોડે એવા માણસો પણ અન્ય પ્રકારની લાલચોથી ડગી જાય
અને " દરેક માણસ કોઇને કોઇ લાલચને વશ થઇ જાય, " એ નિય
લાગુ ન પડે એવા તો જગતમાં વિરલા જ. એમાં કાંઇ શક નથ

તોપણ એવા વિરલાયે હોય છે ખરા. વૉલપોલ પંડે કદી પણ લાંચ ખાતો નહિ અને જ્યારે એનો કારભાર છૂટયો ત્યારે એ મૂળ હતો તે કરતાં પણ ઉતરતી અવસ્થામાં માલુમ પડયો.

**સ્પેન સાથે લડાઇ અને દેશમાં બખેડા** આ રાજ્યમાં કેટલીક વાર થયા, પણ તેમાં નોંધવા જોગ કાંઇ પણ નથી.

**રાજાનું મરણ** ઇ. સ. ૧૭૨૭ માં તે હેનોવર જતો હતો તેવામાં વાટમાં નીપજ્યું. એમ કહે છે કે ઇંગ્લાંડની ગાદી ઉપર આવ્યો તે પહેલેથી જ એણે કાંઇ ખોટા શક ઉપરથી પોતાની પરણિયત સ્રીને એક કિલ્લામાં કેદ કરી રાખી હતી અને તે હાલ મરતી વખત પોતાના ધણીને ગુસ્સાભર્યો કાગળ મોકલતી ગઇ. તેમાં એમ લખ્યું હતું કે તેં મારી ઉપર જુલમ ગુજાર્યો છે તેનો જવાબ દેવા હું તને ઇશ્વરના દરબારમાં એક વરસ ને એક દિવસની મુદતમાં બોલાવું છું. આ કાગળ એને રસ્તામાં મળ્યો, અને તે વાંચતાં જ એ ભયભીત થઇ ધરણીએ ઢળ્યો તે પાછો સચેત જ થયો નહિ. પાસેના ગામમાં લઇ જતાં એ ગાડીમાં પ્રાણમુક્ત થયો.

( અપૂર્ણ. )



# ગુજરાતી સાહિત્ય ભંડોળ કમિટિનાં પુસ્તકો

## નીચેનાં પુસ્તકો નીચે લખેલાં ઠેકાણેથી મળશેઃ—

